૭૮૬



અનજુમન-ઇસ્લામ નં. ૩૩

રસુલુલ્લાહે ફરમાવ્યું છે કેઃ-

"ખુદા જેના વિષે ભલાઈ ધારે છે તેને
દીનમાં સમજ આપે છે"

# અન્વારે અહમદી

અથવા

## ચાલીસ હદીસ

:-: છપાવી પ્રસિદ્ધ કરનાર :-:

મવલવી અહમદ હાજી આરેફ અશરફ.

૧૪૦, એડવર્ડ સ્ટ્રીટ, રંગુન.

આવૃત્તિ ૧ લી] જુલાઈ ૧૯૩૧ [પ્રત ૧૦૦૦

(મ્હારા મર્હુમ વાલિદૈનના સવાબ માટે)

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, ભાગાતાલાબ રોડ, સુરત.

# શરૂઆતના બે બોલ

સર્વે તારીફ હક તઆલાને સઝાવાર છે જે એક છે અને હમેશાથી છે અને હમેશા રહેશે. તે સર્વથી મોટા મહેરબાન અને રહમ કરતા છે. તેનો કોઇ ભાગીદાર કે હીસ્સેદાર નથી અને દરૂદ તથા સલામ થાઓ નબીયેબરહક હઝરત મોહમ્મદ મુસ્તુફા (સ. અ. વ) પર તથા તેમની આલ ઓલાદપર અને તેમના અસ્હાબોપર.

એ પછી કમતરીન અહમદ બી. હાજી આરિફ અશરફ અરજ કરે છે કે આ મુબારક રિસાલો, જેમાં નબી સાહેબ (સ. અ. વ.) ના ચાલીસ ફરમાનો જમાં કરવામાં આવ્યા છે, ઇસ્લામી પબ્લીક આગળ રજુ કરવાની રજા લઉં છું. અત્યાર સુધી મારા તબ્લીગી રિસાલા નંબર ૩૨ છપાઇ ઇસ્લામી પબ્લીક આગળ રજુ થઇ ચુકયા છે, જેથી ગુજરાતના મુસલમાનોને, ખુદાની મહેરબાનીથી, ઘણો લાભ થયો છે. અને તેની માંગ મુસલમાનો તરફથી વધુ પ્રમાણમાં થતી રહે છે, જેથી ફરી તેમાંના ઘણા ખરા નંબરો બબ્બે ત્રણ ત્રણ વાર છપાઇ ચુકયા છે.

નબી સાહેબ (સ. અ. વ)નું ફરમાન છે કે "મારા ફરમાનોની તબ્લીગ કરો અગરચે એક શબ્દ હોય." એ મુબારક ફરમાન મુજબ ફકત મુસલમાનોની ખેર ખાહીને લીધે આ તબ્લીગી કામ મેં ઉપાડેલુ છે, અને એવા મુબારક કામો માલેકે હકીકી મુજ અદનાથી લે છે, એ માટે તેનો જેટલો શુક્ર અદા કરૂં, તે ઓછો છે.

ગુજરાતના મુસલમાનો દીની ઇલ્મિથી અંજાણ હોવાને લીધે દીની તેમ દુન્યવી આફતોમાં સપડાયલા જોવામાં આવે છે, અને વળી હાલની યુરોપની દેહરીય્યત તથા નાશકારક ફેશનો, તે મુસીબતોમાં વધારો કરતી રહે છે. એવા બારીક વખતે તે મુસીબતોથી ઇસ્લામીયોને ત્થા તેમની ઉધરતી ઓલાદને ખબરદાર કરવા અને ઇસ્લામની સાચી તાલીમ તેઓ સુધી પહોંચાડવાની ખાસ જરૂરત છે.

આ તબ્લીગી નંબર ૩૩માં નબી સાહેબના સહિહ રીવાયતથી સાબીત થએલા ચાલીસ ફરમાનો લખવામાં આવ્યા છે, અને સાથે સાથે તેનો જરૂરી ખુલાસો ફાયદામાં લખ્યો છે, કે જેથી કરી અસલ હદીસની મતલબ સમજવામાં તકલીફ પડે નહી. મુસ્લીમ બિરાદરોને મારી ખાસ વિનતી છે કે મજકુર રિસાલાને શરૂથી છેવટ સુધી ધ્યાન પુવક વાંચે, અને તેના ઉપર અમલ કરવાની કોશીશ કરી દીન અન દુન્યાની નજાત મેળવવા ભાગ્યશાળી બને. આ તકે મારા મુરબ્બીઓ ત્થા દોસ્તોનો શુક્રો અદા કરૂં છું કે, મારા તબ્લીગી રિસાલા ઘણા શોખ અને ખુશીથી છપાવી મારા શોખમાં વધારો કરે છે, અને હકતઆલા ત્થા તેના હબીબે પાક (સ. અ. વ.)ની રજા મંદી હાંસીલ કરે છે. ખુદાપાક તેઓના માલમાં, ઓલાદમાં અને ઇઝઝતમાં વધારો કરે.

આમીન.

આ રિસાલો મારા મર્હુમ વ મગફુર વાલેદૈનના ઇસલે સવાબ માટે મેં છપાવ્યો છે, માટે વાંચનાર સાહેબોને ખાસ અરજ કે મારા તેમજ મારા મર્હુમ વ. મગફુર વાલેદૈનના હકમાં દુવાએ ખેર કરતા રહે.

લી. કમતરીન

**અહમદ બી. હાજી આરિફ અશરફ રાંદેરી (રંગુન)**

ખુદાપાક તેની અને તેના માંબાપની મગફિરત ફરમાવે, આમીન

તા. ૨૫ માહર્રમુલ હરામ ૧૩૫૦ હીજરી નબવી.

# અન્વારે અહમદી

## અથવા

# ચાલીસ હદીસ

بسم الله الرحمن الرحيم
نحمده و نصلی علے رسوله الکریم

(૧) હઝરત અબુ મુસા અશઅરી (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે જે માણસ ખુદાપાકનો ઝીકર (યાદ) કરે છે તે ઝીન્દા સમાન છે અને જે માણસ ખુદાનો ઝીકર કરતો નથી તે મુરદા સમાન છે. (મસાબીહ) આ હદીસમાં ખુદાની યાદ કરવાવાળાને નબી સાહેબે મીસલ ઝીન્દાને ફરમાવ્યું જો કે તે માણસ જીવતો છે કારણ કે ઝીન્દાથી મુરાદ તે છે જેને હકીકી અને હંમેશાની ઝીન્દગી હાંસીલ હોય, અને એવી ઝીન્દગી યાદે ઈલાહી વગર હાસિલ થતી નથી. કારણ કે ખુદાની યાદ-ઝીકર કરવા વાળાના દીલને ઝીન્દા કરે છે અને તેમના માટે રબ્બુલ આલમીનની ઓળખાણના સામાન તૈયાર કરી આપે છે. અને જન્નતની હંમેશાની ઝીંદગી ભોગવવાને લાએક બનાવી આપે છે.

અને જે માણુસ ખુદાની યાદ કરતો નથી તે મરેલા મુરદાને જેમ છે. કારણ કે તે દીલને ઝીન્દા કરવાવાલી ચીઝથી ખાલી છે. અને હુકતઆલા કલામે પાકમાં ફરમાવે છે કે "ઓ લોકો ખબરદાર થઈ જાઓ કે માત્ર ખુદાની યાદથી દીલ શાન્તી પામે છે." અને સર્વથી બેહુતર ઝીકર જેમ કે હદીસ શરીફમાં વારીદ છે, લાએલાહા ઇલ્લાહ મોહમ્મદુર્ રસુલુલ્લાહ છે. માટે દરેક અકકલવાલા બાલીગ મુસલમાન ઉપર જરૂરી છે કે આ ઝીકરમાં હંમેશ મશગુલ રહે. જેથી મો'મીનનુ દીલ હંમેશાં મુતમઇન અને શાંત રહે.

(૨) હઝરત અબુદ દરદા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે હું તમોને એવું કામ ન બતાવું જે તમારા સર્વે અમલોથી બેહતર હોય, અને તમારા માલે કે હકીકીના નઝદીક ઘણું પસંદ હોય, અને જેથી તમારા દરજ્જાઓ બુલન્દ થાય. અને તમારે માટે સોનું ચાંદી ખરચ કરવા કરતા પણ બેહતર અને ઉત્તમ હોય. અને એથી પણ બેહુતર હોય કે તમો ખુદાના દુશમનોથી લડાઇ કરો અને તેમને કતલ કરો અને તમો શહીદ થાઓ. ત્યારે સહાબા (રદી.) એ અરઝ કરી કે ઓ ખુદાના હબીબ (સ.) ઇરશાદ ફરમાવો. ત્યારે આપે (સ.) ફરમાવ્યું કે તે કામ યાદે એલાહી એટલે ખુદાપાકની યાદ કરવું છે. ( કીતાબુલ મસાબીહ )

(૩) હઝરત અનસ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે કોઇ માણસ કામેલ ઇમાનવાળો થતો નથી જ્યાં સુધી તેમને (હઝરત સ.) પોતાના માંબાપ અને અવલાદ અને સર્વથી વધારે મહબુબ (પ્યારો) જાણે નહી (બુખારી. મુસ્લીમ)

આ હદીસથી સાફ રીતે સિધ્ધ થાય છે કે જયાં સુધી માણસ હઝરત (સ.)ને પોતાથી અને પોતાના માંબાપ તેમજ સર્વથી વધારે મહબુબ ન સમજે ત્યાં સુધી તે પાકો મોમીન થઇ શકતો નથી મોહબ્બતનો દાવો માત્ર મોઢે મોંઢે કરવાથી સાચો થતો નથી. સાચી મોહબ્બતતો એ છે કે માણસ નબી સાહેબ (સ.)ની સુન્નતોની તાબેદારી કરે. હક તઆલા કુરઆન મજીદમાં ફરમાવે છે કે જે ચીઝ નબી સાહેબ (સ.) તમને આપે તે પકડો (અમલ કરો.) અને જે ચીઝથી તમને રોકે તેનાથી દુર રહો. અલ્લાહ પાક ઇમાન વાળાઓના દીલમાં પોતાની અને પોતાના નબીયે બરહક (સ.)ની સાચી મોહબ્બત અતા ફરમાવે અને સારા અમલ કરવાની નેક તૌવફીક અર્પણ કરે આમીન. વસલલ્લાહો અલન, નબીય્યીલ કરીમ.

૪ હઝરત અબ્બાસ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે ઇમાનની મઝા તે માણસે ચાખી જેણે ખુશીથી અલ્લાહપાકને પરવરદિગાર અને

ઇસ્લામને સાચો દીન અને મોહમ્મદ (સ. અ. વ.)ને રસુલે બરહક (સ.) માન્યા (કીતાબુલ મસાબીહ)

મતલબ એ કે જે માણસનું દીલ ખુદા પાકના રબ હોવા પર પાકું મુતમઈન થઇ જાય પછી બીજા કોઈ રબની તલાશ નરહે અને ઈસ્લામને સાચો અને સંપુર્ણ દીન સમજે પછી બીજા મઝહબ તરફ ન ઝુકે. અને રસુલે મકબુલ (સ.)ની રીસાલત પર એવો જમી જાય કે બીજાની શોધમાં ન હોય. તો તે પુરે પુરો મુસલમાન છે. અને જો કોઈ માણસ એમાંથી એકના ઉપર પણ ભરોસો ન કરે તો તે ખચિત ઈમાનથી ખાલી અને કોરો છે ખુદા પાક મુસલમાનોના ઇમાન ને કામીલ કરે અને ઈમાનની મઝા અને લીઝઝત બખશે. આમીન.

(૫) હઝરત ઉમર બી૦ ખત્તાબ (રદી.) રીવાયત કરે છે કે હઝરત જિબરઇલ આમીન એક વાર અજ નબીની સુરતમાં રસુલે ખુદા (સ૦ અ૦ વ૦)ની પાસે આવી ઈમાન વીશે સવાલ કરયો કે ઈમાન શું ચીઝ છે ત્યારે આપે (સ.) ફરમાવ્યું કે તમો અલ્લાહુપાક અને ફીરશતાઓ અને કીતાબો અને પેગમબરો અને કીયામત અને સારૂં તથા નઠારાની તકદીર પર ઈમાન લાવો (કીતાબુલ મસાબીહ)

આ હદીસમાં નબી સાહેબે (સ.) દીનના સર્વે ઓસુલો બયાન ફરમાવ્યા છે. એ પર ઈમાન લાવવું સર્વને જરૂરી છે.

ખુદાપાક તમામ ઈમાનવાળાઓને કામીલ ઈમાન બખશે અને ખાતેમાં બીલ ખૈર કરે, આમીન.

(૬) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે મારી સર્વ ઉમ્મત જન્નતમાં દાખીલ થશે પણ જેણે ઈનકાર કર્યો. સહાબા (રદી.) એ અરજ કરી કે એ અલ્લાહના હબીબ (સ.) તે કોણ જેણે ઈનકાર કર્યો ? આપે (સ.) ફરમાવ્યું કે જે મારી તાબેદારી કરશે તે જન્નતી છે અને જે મારૂં કહયું ન માનશે તેણે ગોયા ઈનકાર કરર્યો. (કીતાબુલ મસાબીહ)

(૭) હઝરત અબ્દુલ્લાહ બી. અમર બી. આસ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે તમારા-માંથી કોઈ પાકો માન વાળો થતો નથી જ્યાં સુધી તે પોતાની મરજીને મારા હુકમોના તાબે કરે નહી (બુખારી)

આ હદીસથી સાફ રીતે સાબીત થાય છે કે મુમીન જ્યાં સુધી પોતાની નફસાની ખાહીશોને નબી સાહેબ (સ.) ના હુકમોના તાબે ન કરે ત્યાં સુધી તે કામીલ ઈમાનવાળો થતો નથી. જે માણસ પોતાના નફસની ખાહેશ પ્રમાણે અમલ કરે છે અને ખુદા તથા તેના રસુલ (સ.) ના અહ-કામની ખીલાફ વરઝી કરે છે તેનાથી ખુદા અને રસુલ (સ.) ઘણા નારાજ રહે છે. એવા લોકોની વઈદમાં ખુદાપાક કુરઆને હકીમમાં ઈરશાદ ફરમાવે છે કે ઝાલીમ લોકોએ પોતાની

ખાહીશની પેરવી વગર જાણે સમજે કીધી, એથી વધારે ગુમરાહ અને ભટકેલો માણસ કોણ કે જે ખુદા અને રસુલ (સ.)ના માર્ગને છોડી પોતાની ખાહીશોની તાબેદારી કરે. ખુદા પાક સર્વ મુસલમાનોને નેક હિદાયત અર્પણ કરે અને ગુન્હાઓથી નફરત આપે અને પોતાના ફઝલ અને એહસાનથી સારા કૃત્યો કરવાની સમજ આપે, આમીન.

(૮) હઝરત પુઝાલા બી. ઉબેદ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે મુમીન તે છે જેના હાથથી લોકોનો જાન અને માલ અમનમાં રહે અને મુસ્લીમ તે છે જેના હાથ અને જુબાનથી મુસલમાન સલામત રહે અને મુજાહીદ તે છે જે અલ્લાહ પાકની ફરમાં બરદારીમાં પોતાની જાન લડાવે. અને મુહાજીર તે છે જે ગુન્હાઓ અને નઠારા કામોને તજીદે. (કીતાબુલ મસાબીહ)

આ હદીસની મતલબ એ કે કામીલ ઇમાનવાળો તે નથી જે માત્ર મોંઢાથી દાવો કરે બલકે પાકો મુમીન અને મુસલમાન તે છે જેની અમાનતદારી અને પાએદારી એવી જાહેર હોય કે લોકો તેનાથી બે ખોફ હોય અને કોઈ તરેહની ડર કે બીક ન હોય કે હમોને કતલ કરશે અથવા મારશે અથવા હમારા માલને જુલમ કરી લુટી લેશે. પાકો મુસલમાન તો તેજ છે કે જેનાથી બીજા કોઈ મુસલમાન ભાઈને ઈજા ન પહોંચે. કોઇની ગીબત કરવી અથવા કોઇને

નાહક સતાવ્વું કે તકલીફ દેવી તેમજ કોઇ પર જુલમ કરવો. ચુગલી ખાવી, બોહતાન મુકવું, કોઇની આબરૂરેઝી કરવી. નાહક કતલ કરવું. માલ છીનવી લેવું. બીજાના ઘરમાં જાંખીને જોવું. એવી સર્વે વાતોથી માણસને ઇજા પોંહચે છે. માટે મુસલમાનોને એવી ઈજા પહોંચાડનારી બુરી ખસલતો અને ના જાએઝ હરકતોથી પરહેઝ કરવો જોઈએ ખુદાપાક મુસલમાનોને એવી નઠારી ટેવોથી બચાવે અને પોતાની રજા મંદી તથા ખુશનુદીના કામોની તોફીક બખશે અને માલેકે હકીકી મુસલમાનોમાં મોહબ્બત અને ઈખલાસ બખશે અને એઓમાંથી દુશમની તથા હસદ અને કીનાની જડ મુળને કાટી નાખે અને રસુલે મકબુલ (સ.) ની સુન્નતોની તાબેદારી નસીબ કરે આમીન.

(૯) હઝરત જાબીર (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ૦) ફરમાવ્યું કે સર્વથી બેહતર ઝીકર લાએલાહા ઈલ્લાહાઈલ્લાહ છે અને સર્વથી અફઝલ દુવા અલ્હમ્દો લીલ્લાહ છે. (કીતાબુલ મસાબીહ)

ફાયદો. લાએલાહાઈલ્લાહ સર્વથી ઉત્તમ ઝીકર એ માટે ફરમાવ્યું કે એની મતલબમાં તે વાત સાબીત થાય છે જે બીજા ઝીકરોમાં સાબીત થતી નથી. એમાંથી ખુદાની ઓલુહુય્યત (અલ્લાહ થવું.) તેમજ તૌહીદ સાબીત થાય છે. મુસલમાનને ખુદાપાકની પહેચાન માટે જે વાતોની જરૂરત

હોય છે તે સર્વે એનાથી માલુમ કરી લે છે. અને અલ્હમ્દો લીલ્લાહુને દુવામાં સર્વથી અફઝલ એ માટે બતાવ્વામાં આવયું કે દુવાથી અલ્લાહુની યાદ કરી તેના ફઝલની દરખાસ્ત કરવાનું નામ છે. અને અલ્હમ્દોલીલ્લાહુમાં બે મતલબ સમાયલી છે. એમાં અલ્લાહુની યાદ પણ છે અને વધારે માંગણીની દુવા પણ છે. કારણ કે અલ્હમ્દોલીલ્લાહ શુકરની જડછે તેમજ શુકર ગુઝારીનો ઘણો સારો તરીકો છે. નબી સાહેબે (સ૦) ફરમાવ્યું કે શુકરનું સર (માંથુ) અલ્હમ્દોલીલ્લાહ છે. જે બંદો અલ્હમ્દોલીલ્લાહ ન કહે તેણે જાણે ખુદાનો શુકર અદા ન કરયો. અને શુકરથી નેઅમત વધે છે કારણ કે ખુદા પાક કુરઆને મજીદમાં ફરમાવે છે કે જો તમો મારો શુકર કરશો તો વધારે આપીશ. માટે જે માણસે અલ્હમ્દો લીલ્લાહ કહયું તેણે ખુદા પાકની તારીફ કરી. વધારાની દરખાસ્ત કીધી. ખુદાપાક સરવે મુસલમાનો ને શુકર ગુજાર બંદા બનાવે આમીન.

(૧૦) હઝરત અબુહોરયરા (રદી૦) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ૦) ફરમાવ્યું કે દરેક બચ્ચું ઇસ્લામી તરીકા પર પૈયદા થાય છે પછી તેના માંબાપ તેને યહુદી અને નસરાની અને મજુસી બનાવી લે છે. (મસાબીહ)

(૧૧) હઝરત આએશા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે ફરમાવ્યું કે બેશક સર્વેથી પાક અને સુથરૂં ખાવું

તે છે જે તમારી કમાઈનું છે અને તમારી ઓલાદ પણ તમારી કમાઈમાંથી છે. (મસાબીહ)

(૧૨) હઝરત અબ્દુલ્લાહ બી. ઉમર (રદી.) રીવાયત કરે છે કે મારા વાલીદ હઝરત ઉમર બી. ખત્તાબ (રદી.) એ મસ્જીદ પાસે રેશમી કપડું જોયું તો નબી સાહેબ (સ.) ને કહ્યું કે તમો આ કપડું ખરીદ કરો અને જુમ્માના દીવસે અથવા કોઈ વફદ આવે ત્યારે તેને પહેરો તો આપે (સ.) ફરમાવ્યું કે એને તે માણસ પહેરે છે જેને માટે આખેરતમાં હીસ્સો નથી. પછી નબી સાહેબ (સ.) પાસે કેટલાક રેશમી કપડાં આવ્યા તેમાંથી એક નંગ નબી સાહેબે હઝરત ઉમર (રદી.) ને આપ્યું ત્યારે તેવણે અરઝ કે આ મને તમો આપો છો અને પહેલાં એ વીશે તમોએ મના ફરમાવ્યું હતું તો આપે (સ.) ફરમાવ્યું કે મેં તમોને એ માટે આપ્યું નથી કે તમો પહેરો. તે પછી હઝરત ઉમર (રદી.) એ મકકામાં પોતાના મુશરિકભાઈને આપી દીધું (બુખારીશ શરીફ.)

**ફાયદો** રેશમી કપડું મરદોને પહેરવું હરામ છે. અને જે લોકો પોતાના નાના બાળકોને રેશમી કપડાં પહેરાવે છે તેનો ગુન્હો પહેરાવવા વાળાઓ ઉપર છે. નબી સાહેબે (સ.) એક હાથમાં રેશમી કપડું અને એક હાથમાં સોનું લઈ ફરમાવ્યું કે આ બંને ચીઝો મારી

ઉમ્મતના મરદો પર હરામ છે. મજકુર હદીસથી આ પણ સાબીત થાય છે કે રેશમી કપડું હદયો આપવું જાએઝ છે રેશમી કપડું ખરીદ કરી અથવા હદયો કબુલ કરી તે ઓરતોને પહેરાવું અથવા મુશરીકને આપી દેવું જાએઝ છે તેમજ તેને વેચી તેના પૈસા પોતાની હાજતોમાં ખરચી શકે છે. રેશમી કપડાનું સંજાબ ચાર આંગળ ચોડું મરદને પહેરવું જાએઝ છે. એથી વધારે જાએઝ નથી અને રેશમી કાપડનો વેપાર કરવો જાએઝ છે.

(૧૩) હઝરત અબ્દુલ્લાહ બી. અબ્બાસ (-દી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે જે માણસ જાનદારની તસવીર બનાવતો હશે તેને અલ્લાહ પાક અઝાબ આપશે. અને તેને કીયામતના દીવસે કહેવામાં આવશે કે આ તારી બનાવેલી તસવીરમાં રૂહ ફુંક પણ તે માણસ કદી પણ રૂહ ફુંકી શકશે નહીં (કારણ કે એ સીફતતો ખુદાપાકની છે.) (બુખારી)

**ફાયદો** .આ હદીસથી સાફ રીતે માલુમ થાય છે કે જાનદારની તસવીર ખેંચવી અથવા ફોટુ પડાવવું સખત ગુન્હાનું કામ છે. અને બીજી હદીસમાં ફોટુ પડાવવાવાળા વીશે એવીજ સખત વઇદ બયાન થઇ છે. અને એવી તસવીરો ઘરમાં રાખવી ન જોઇએ. અલબત ગેર જાનદારની તસવીર હોય એ જાએઝ છે. હાલના વખતમાં કેટલીક સફરોને માટે પાસપોર્ટમાં માણસને મજબુરીથી

ફોટું પડાવ્વું પડે છે અને એના વગર સફર કરવી મુશકીલ થઇ પડે છે માટે એવા મોકા પર મજબુર થઇ ફોટુ પડાવ્વું જાએજ છે. તેમજ હાલમાં ચાલુ સીકકાઓ પર અને નોટો વગેરે પર જે ફોટાઓ હોય છે તે પણ જરૂરતમાં દાખેલ હોવાને લીધે જાયેઝ છે.

(૧૪) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે સુન્નત અને શરઈ તરીકા પાંચ છે એક ખતના કરવી. બીજી નાફની નીચેના વાળ મુંડવા (પાકી લેવી) ત્રીજી મુછ કતરાવ્વી. ચોથી નખો કપાવવા. પાંચમી બગલના વાળ ઉખેડવા. (નસઈ શરીફ)

**ફાયદો.** ઓલમા લખે છે કે બચ્ચાની પેદાઇશને સાતમે દીવસે ખતના કરવી મુસ્તહબ છે. કેટલાક આલીમોનો મત છે કે નાની ઉમરમાં ખતના કરવી વાજીબ છે. ઇમામ માલીક (રહ)ના નઝદીક સુન્નત છે. અને ઇમામ શાફેઈ (રહ) ના નઝદીક વાજીબ છે. અને હઝરત ઇમામ અબુ હનીફા (રહ) ના નઝદીક સુન્નતે મોઅકકદા છે. ખતના શઆએર ઇસ્લામમાંથી છે માટે મુસલમાનોને જોઇએ કે એ સુન્નત છોડે નહીં. અને મુછો કપાવ્વી તેમ નખ કપાવ્વા અને ઝેરે નાફના વાળ મુંડવા હર હફતામાં બેહતર છે. વધુમાં વધુ ચાલીસ દીવસથી વધારે તાખીર કરવી ન જોઇએ વધારે તાખીર કરવાથી મકરૂહ તહરીમા છે. નસઈ શરીફની બીજી હદીસમાં હઝરત અનસ (રદી.) રીવાયત કરે

છે કે નબી સાહેબે (સ.) એ ચીઝો માટે ફરમાવ્યું કે ચાલીસ દીવસથી ઉપર વધવું ન જોઈએ.

(૧૫) હઝરત અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે મુછો કપાવો અને દાઢીઓને વધારો. લાંબી લાંબી મુછો રખાવવી મના છે મુછને બારીક કતરાવવી બેહતર છે. પણ મુંડાવ્વી નજોઇએ. દાઢી મુંડાવવી અથવા એક મુઠ્ઠીના અંદર કપાવવી હરામ છે. એક મુઠ દાઢી રાખવી જરૂરી છે એથી વધારે લાંબી રાખવી કે તેને કતરાવવામાં ઇખતેયાર છે પણ બહુ લાંબી દાઢી રાખવી ન જોઇએ.

(૧૬) હઝરત અનસ (રદી.) રીવાયત કરે છે કે મેં નબી સાહેબ (સ.)ના બાલ મુબારકને ખિઝાબ કરેલા જોયા. (શમાએલે તીરમીઝી)

**ફાયદો.** સુફેદ વાળોને લાલ અને ઝરદ ખીઝાબ કરવો મુસ્તહબ છે. બલ્કે લાલ ખીઝાબ કરવો અહલે ઇસ્લામની નિશાન્યોમાંની એક નિશાની છે. કાળો ખીઝાબ કરવો મકરૂહ તહરીમી છે એટલે હરામના નજદીક છે, મિશકાત શરીફની હદીસમાં છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે આખેર ઝમાનામાં એક કોવમ થશે જે મોટા કબુતરના જેમ કાળો ખીઝાબ કરશે એવા લોકો જન્નતની ખુશબુથી મહરૂમ રહેશે. બીજી હદીસોમાં પણ કાળો ખીઝાબ કરવાની ઘણી સખત વઈદ આવી છે. કાળો ખીઝાબ કરવાવાલા પર નબી

સાહેબે (સ.) લાઅનત પણ ફરમાવી છે, જે ખરા ગાઝીયો છે તેઓને માટે કાળો ખીઝાબ કરવો મના નથી પણ માત્ર ઝીનત અને પોતાને જુવાન દેખાડવાની ખાતર કાળો ખીઝાબ કરવો મના છે, ફિકહે હન્ફીની માતબર કીતાબો શામી. આલમગીરી વગેરેમાં લખેલું છે. કે કાળો ખીઝાબ કરવો આમ મશાઇખ (રહ) ના નઝદીક મકરૂહ તહરીમા છે. માટે મુસલમાનોએ એથી પરહેઝ કરવો અને બચવું જરૂરી છે.

(૧૭) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે હક તઆલા પાક છે અને ફકત પાક માલનેજ કબુલ ફરમાવે છે. અને ખુદાપાક એ ઇમાનવાળાઓને તેજ હુકમ કરયો જે હુકમ રસુલોને ફરમાવ્યો હતો કે પયગમ્બરો પાક ચીઝો ખાઓ અને નેક કામ કરો. (મુસ્લીમ શરીફ)

**ફાયદો.** આ હદીસથી સાફ રીતે જાહેર થાય છે કે માણસ જાએઝ તરીકાથી માલ હાંસીલ કરે કારણ કે એ માલમાંજ બરકત છે. અને એવા માલનો સદકો અથવા ખેરાત હકતઆલા કબુલ ફરમાવે છે.

(૧૮) હઝરત અબુ સઇદ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે સાચો અને અમાનતદાર તાજીર (વેપારી) નબીઓ અને સીદીકો તથા શહીદો સાથે હોશે (હશર થાશે) (દારેમી શરીફ)

ફાયદો. જાણવું જોઈએ કે વેપારીને હંમેશાં સાચું બોલવાની ટેવ રાખવી જોઇએ તેમજ અમાનતદારીથી રહે. એવા વેપારમાં બરકત અને ખુબી છે. ખુદાપાક મુસલમાનોને એ દોલતથી ભાગ્યશાળી કરે આમીન.

(૧૯) હઝરત અબુઝર (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે કીયામતના દીવસે હકતઆલા ત્રણ માણસોથી કલામ ફરમાવશે નહી, અને તેઓ તરફ નઝર પણ કરશે નહી, અને તેઓને પાક સાફ પણ કરશે નહી, અને તેઓને ઘણો સખત અઝાબ આપવામાં આવશે ત્યારે હઝરત અબુઝર બોલ્યા કે ઘણા નામુરાદ અને નુકસાની ઉઠાવવાવાળા છે તેઓ કોણ છે એ ખુદાના રસુલ (સ.) આપે (સ.) ફરમાવ્યું કે ગુંટીથી નીચે ઈજાર લટકાવવાવાળો અને એહસાન જણાવવાવાળો અને પોતાની દુકાનના માલને જુઠા કસમખાઇ રીવાજ દેવાવાળો. (મુસ્લીમ શરીફ)

(૨૦) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે જ્યારે માણસ મરી જાય છે તો તેના અમલ પણ બંધ થઇ જાય છે. મગર તેના ત્રણ અમલ જારી રહે છે એક સદકએ જારીયા. બીજું ઈલમ જેનાથી લોકો નફો ઉઠાવે. ત્રીજું નેક અવલાદ કે મરહુમ બાપ માટે દુવા કરે. (મુસ્લીમ શરીફ)

(૨૧) હઝરત અબ્દુલ્લાહ બી. મસઉદ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ) ફરમાવ્યું કે એ જુવાનોની ટોલી તમારામાંથી જેને નીકાહની શક્તિ હોય તેને જોઇએ કે નીકાહ કરે કારણ કે એથી નજર નીચી અને શરમગાહ બચેલી રહે છે. અને જેનામાં શકતી ન હોય તે રોઝા રાખે. કારણ કે રોઝા તેને માટે ઢાલ છે. (બુખારી, મુસ્લિમ)

(૨૨) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે સાત માણસો છે જેને ખુદાપાક પોતાના સાયામાં જગ્યા આપશે. જે દીવસે તેના સાયા સીવાય બીજા કોઇના સાયાનુ નામ પણ ન હશે. (૧) ઇન્સાફ કરવાવાલો હાકીમ (૨) તે જુવાન જેણે પોતાની જુવાની હકતઆલાની ઇબાદતમાં ગાળી હોય. (૩) તે માણસ જે મસ્જીદથી નીકળે છે અને તે પાછો મસ્જીદમાં જાય ત્યાં સુધી તેનું દીલ મસ્જીદમાં લાગેલું રહે. (૪) અને (૫) તે બે માણસ જે પોત પોતામાં અલ્લાહ માટે મોહબ્બત રાખે છે. તેના ઉપર બેસે છે અને તેના ઉપર જુદા થાય છે. (૬) જે તનહાઇમાં ખુદાની યાદ કરે અને તેની આંખો (ખુદાની યાદથી) વહે. (૭) તે માણસ જેને કોઈ ખુબસુરત અને હસીન ઓરત બોલાવે તો તે જવાબમાં કહે કે મને તો ખુદાપાકનો ડર લાગે છે. (બુખારી તથા મુસ્લીમ શરીફ)

(૨૩) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે જ્યારે કોઇ બંદો ઝીના કરે છે તો તેનું ઈમાન તેનાથી જુદું થઇ જાય છે. અને છત્રીના જેમ તેના માંથા પર આવી જાય છે જ્યારે આ બુરા ફેલથી તે અલગ થઈ જાય છે ત્યારે પાછું (ઈમાન) તેનામાં લોટી આવે છે. (બુખારી તથા મુસ્લીમ શરીફ)

**ફાયદો.** ઝીના ઘણો બુરો ફેલ છે. એનાથી હકતઆલા તેમજ નબી સાહેબ (સ,) ઘણુાજ સખ્ત નારાજ છે. કુરઆને હકીમમાં હકતઆલા ફરમાવે છે કે ઓરત ઝીના કરે અથવા મરદ તેઓને સો દુરરા મારો. અને બારીતઆલાના હુકમની તાબેદારી કરવામાં તેઓ પર તરસ ન ખાઓ. અને જે ઓરતવાળો મરદ ઝીના કરે તેને તો નબી સાહેબે (સ.) સંગસાર કરવાનો હુકમ ફરમાવ્યો છે. અને બીજી હદીસમાં નબી સાહેબે (સ.) ફરમાવ્યું છે કે એ લોકો ઝીનાથી બચો કારણ કે એમાં છ બુરાઈઓ છે. ત્રણ દુન્યામાં અને ત્રણ આખિરતમાં. દુન્યાની ખરાબીયો આ છે. (૧) ચેહરાની રોનક જતી રહે છે. (૨) મોહતાજી આવે છે. (૩) ઉમર ઘટે છે. અને આખિરતની બુરાઈયો આ છે. (૧) ખુદાનો ગુસ્સો (૨) હીસાબની સખતી (૩) દોઝખનો અઝાબ. ખુદાપાક મુસલમાનોને એનાથી બચાવે અને સારા કામો કરવાની નેક તોફીક અતા ફરમાવે આમીન.

(૨૪) હઝરત જાબિર બી. અબ્દુલ્લાહ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે સર્વથી વધારે અન્દેશો મને મારી ઉમ્મત પર છે. તે કોમે લુતના અમલનો છે. (તિરમીઝી).

**ફાયદો**—લુતી ફેઅેલ કરવાના વીશે ઘણી સખત વઇદો હદીસોમાં આવી છે. એવા બુરા અને ખરાબ અમલથી હકતઆલા તેમજ નબી સાહેબ (સ.) ઘણા સખત નારાજ છે. લુતી અમલ એવું બેહયાઇ અને બે શરમીનું કામ છે કે જેનો અઝાબ હકતઆલાએ એવો સખત ઠેરવ્યો છે કે કોઈ કોમને એવો અઝાબ ન દીધો. તિરમીઝીની હદીસમાં છે કે જેને કોમે લુતનો અમલ કરતાં જુવો તો ફાએલ અને મફઉલ બંનેને કતલ કરો. વળી અબુદાવુદની રીવાયતમાં છે કે જે માણુસ જાનવર સાથે બદ ફેઅલી કરે તેને કતલ કરો અને જાનવરને પણ તેના સાથે કતલ કરો. હઝરત ઇમામ અબુ હનીફા (રહ)ના નજદીક એવા માણુસને આગમાં નાખી બાળી દેવામાં આવે અથવા દિવાર નાખી તેને મારી નાખવામાં આવે અથવા જે સજા હાકીમ તજવીઝ કરે તે પ્રમાણે અમલ કરવામાં આવે. ખુદાપાક મુસલમાનોને એવાં નઠારા અને બુરા કામોની નફરત આપે અને સારા કામો કરવાની હિદાયત અર્પણ કરે, આમીન.

(૨૫) હઝરત અનસ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબ (સ.) ફરમાવ્યું કે માણુસ ઘરડો (ડોસો) થાય છે પણ તેની બે ચીઝો જુવાન રહે છે. એક માલનો હિરસ. બીજી ઝીંદગીનો હિરસ. (બુખારી તથા મુસ્લીમ શરીફ)

(૨૬) હઝરત અનસ (રદી) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ૦) ફરમાવ્યું કે જે માણુસની નિય્યત આખિરત તલબ કરવાની હોય છે તેના દીલને હકતઆલા ગિના અતા ફરમાવે છે. અને તેની પરેશાનીઓને દૂર કરી શાન્તી બખશે છે અને દુન્યા તેના પાસે હાથ જોડી આવે છે. અને જેની નિય્યત દુન્યા તલબ કરવાની હોય છે. તેને હક તઆલા મોહતાજી આપે છે. અને તેને દરેક કામમાં પ્રેશાની થાય છે. અને દુન્યા પણ તેને મુકદ્દર (તકદીર) થી વધુ મળતી નથી. (તિરમીઝી શરીફ)

(૨૭) હઝરત સહલ બી. સઅદ (રદી૦) રીવાયત કરે છે કે નબી સાહેબ (સ.) ની ખિદમતમાં એક માણુસ આવ્યો અને અરજ કરી કે ઓ ખુદાના રસુલ (સ.) મને એક અમલ બતાવો કે તે કરૂં તો ખુદા મને મહબુબ બનાવે અને મખલુક પણ મને મહબુબ સમજે. આપે (સ.) ફરમાવ્યું દુન્યાની મોહબ્બત અને લાલચ દુર કરી દો. હકતઆલા તમને મહબુબ બનાવશે. અને જે માલ તથા પૈસો લોકો પાસે છે. તેની રગબત કરશો નહિ, તો લોકો પણ તમને મહબુબ સમજશે. (ઇબ્ને માજા)

(૨૮) હઝરત અબુ હોરયરા (રદી) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું છે કે હકતઆલા તમારી સુરતો અને અમલો પર નજર ફરમાવશે નહિ બલકે તમારા દીલો અને નિય્યતો પર નજર ફરમાવશે. (મુસ્લીમ શરીફ)

**ફાયદો**—માણુસને હમેશા દીલ પાક અને સાફ રાખવું જોઇએ. દરેક કામમાં નિય્યતો ચોખખી રાખવી જોઇએ. અને હસદ તથા રીયા કારીથી દીલ ખાલી જોઇએ. દરેક ચીઝનો આધાર નિય્યત પર મોકુફ છે માટે માણુસને નિય્યત સાફ રાખવી જોઇએ.

(૨૯) હઝરત સઇદ બી. ઝેદ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે જે માણુસ જુલમ કરી કોઈની એક બાલીશ ઝમીન દબાવી લેશે તો કીયામતને દીવસે સાત ઝમીનોના તેટલા હિસ્સાનો તોક બનાવી તેની ગરદનમાં પહેરાવવામાં આવશે. (બુખારી તથા મુસ્લીમ શરીફ)

(૩૦) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે તમો જાણો છો કે મુફલીસ (મોહતાજ) કોણુ છે. સહાબાઓ (રદી.) એ અરજ કરી કે હુમારામા મોહતાજ તે છે કે જેના પાસે ન દીરહમ હોય ન સામાન હોય. આપે (સ.) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં મોહતાજ તે માણુસ છે જે કીયામતના દીવસે નમાઝ, રોઝા. અને ઝકાત. (સર્વે તરેહની નેકયો) લઈને આવે અને સાથે

તેને ગાળો ભાંડી હોય અને તેના ઉપર તોહમત મુકી હોય. અથવા તેનો માલ દબાવી ખાધો હોય અથવા તેનું ખુન કર્યું હોય. અને તેને માર્યો હોય. માટે એની કેટલીક નેકયો તેને આપી દેવામાં આવશે અને કેટલીક બીજાને દઈ દેવામાં આવશે, પછી જો નેકયો આપતાં બીજાઓના હુક તેના ઉપર બાકી રહી જશે તો સાંભેવાળાની ખતાઓ તેને માંથે થોપવામાં આવશે. તે બાદ તે માણુસને દોઝખમાં દાખીલ કરવામાં આવશે (મુસ્લીમ શરીફ)

(૩૧) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું છે કે કીયામતના દીવસે હકદારોના હુકો દેવાડવામાં આવશે એટલે સુધી કે એક સીંગડાવાલી બકરીનો બદલો બીજી સીંગડાવાલી બકરીથી લેવામાં આવશે. (મુસ્લીમ)

(૩૨) હઝરત અબુ ઝર (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે હું જોવું છું તે તમો જોઈ શકતા નથી અને જે હું સાંભળું છું તે તમો સાંભળી શકતા નથી. આસમાન હુલવા લાગ્યું અને તેને હુલવુંજ જોઈએ. કસમ છે તે ઝાતની જેના કબજમાં મારી જાન છે કે આસમાનમાં ચાર આંગળ પણ જગ્યા એવી ખાલી નથી જે પર ફીરશતાઓ હકતઆલાને સીજદો કરવા માટે પોતાની પેશાની રાખતા ન હોય. પછી આપે (સ.) ફરમાવ્યું કે

ખુદાની કસમ જે વાતની મને ખબર છે જો તમને ખબર થાય તો તમો ઓછું હંસો અને વધારે રડો. અને બીસતરાઓ પર સ્ત્રીઓ સાથે મોજમજાહ હાસીલ કરી શકો નહીં. અને બે કરાર થઈ પહાડો અને જંગલોમાં નીકળી જાઓ. અબુઝર (રદી.) એ અરજ કરી કે હું ઝાડ થતે તો ઠીક કારણ કે કાપી નાખવામાં આવતે. (ઇબને માજા શરીફ)

(૩૩) હઝરત અબુ હોરયરા (રદી) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે મુમિન જ્યારે ગુન્હો કરે છે તો તેના દીલમાં કાળો ઢબ્બો પડે છે જ્યારે તોબા અને ઇસ્તીગફાર કરે છે તો તેના દીલનો ધબ્બો સાફ થઈ જાય છે. અને તે ગુન્હાઓમાં વધારો કરે છે તો તે ઢબ્બો (કાળો દાગ) વધારે થાય છે. એટલે સુધી કે તે કાળો દાગ આખા દીલ પર ફેલી જાય છે. (તીરમીઝી શરીફ)

(૩૪) હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે તમારામાંથી જે માણસ કોઈ શરીઅત વિરૂધ્ધ કામ જુવે તો તેને હાથથી રોકે જો એની શકતી ન હોય તો ઝુબાનથી નસીહત કરે અને જો એની પણ શકતી ન હોય તો દીલથી બુરૂ સમજે અને એ ઇમાનનો અદના દરજ્જો છે. (મુસ્લીમ શરીફ)

(૩૫) હઝરત અબૂ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે મુસલમાનોમાં સર્વથી

બેહુતર અને ઉત્તમ ઘર તે છે જેમાં યતીમ હોય. અને તેને સાથે સારો સુલુક કરવામાં આવે. અને સર્વથી બુરૂં અને ખરાબ ઘર તે છે જેમાં યતીમ હોય અને તેની સાથે નઠારો સુલુક કરવામાં આવે. (ઇબ્ને માજા)

(૩૬) હઝરત અબુ હોરયરા (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે હકતઆલા હદીસે કુદસીમાં ઇરશાદ ફરમાવે છે કે મેં મારા નેક બંદાઓ માટે (જન્નતમાં) એવી એવી નેઅમતો તૈયાર કરી રાખી છે જેને કોઈની આંખોએ જોઇ ન હશે અને કોઇના કાનોએ સાંભળી ન હશે અને કોઈ બશરના દીલમાં ખીયાલ પણ પેદા ન થયો હશે (બુખારી શરીફ) સુબહાનલ્લાહ બારીતઆલાએ પોતાના ફરમાં બરદાર બંદાઓ માટે કેવી કેવી ઉમદા અને સારી નેઅમોતો જન્નતમાં રાખી છે જે દૂન્યાની નેઅમતો કરતાં ઘણે દરજ્જે ઉંચી અને શ્રેષ્ટ છે ખુદાપાક પોતાના લુત્ફ અને એહુસાનથી ઇમાનવાળાઓને જન્નતમાં દાખીલ ફરમાવી તેની નેઅમતો અને રાહતોથી માલામાલ ફરમાવે, આમીન.

(૩૭) હઝરત અબુ અય્યુબ અન્સારી (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે ઇન્સાન માટે જાએઝ નથી કે ત્રણ રાતથી વધુ પોતાના ભાઈ સાથે

બાયકોટ રાખે. જ્યારે બંનેની મુલાકાત થાય તો એ અહીં મોંઢું ફેરવે અને તે બીજી તરફ ફેરવે અને બંનેમાં અફઝલ તે છે જે પહેલાં સલામ કરે. ( બુખારી તથા મુસ્લીમ શરીફ )

(૩૮) હઝરત અબુદહરદાઅ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે તમો કહો તો રોઝા અને ખેરાત અને નમાઝથી અફઝલ દરજ્જો બતાવું ! સહાબા (રદી.) એ અરજ કરી કે જરૂર બતાવો. ત્યારે આપે (સ.) ફરમાવ્યું કે નાઇ-તેફાકીની ઇસ્લાહ (એટલે તમારામાંથી નાઈત્તેફાકી દુર કરો.) કારણ કે તમારામાં નાઇ તેફાકી (નેકયોને) મુંડવાવાળી ચીઝ છે. (તીરમીઝી શરીફ)

(૩૯) હઝરત એયાઝ બી. હમ્માર મુજાશેઈ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે હક તઆલાએ મારા ઉપર વહી મોકલી છે કે તમો તવાઝો (ઈનકેસારી) ઇખતેયાર કરો. અને એક બીજા પર ફખર તેમજ ઝુલમ ન કરો. (મુસ્લીમ શરીફ)

(૪૦) હઝરત અબ્દુલ્લાહ બી. મસઉદ (રદી.) રીવાયત કરે છે કે નબી સાહેબે (સ.) ફરમાવ્યું કે ગાવું દીલમાં નિફાક ઉગાવે છે. જેમકે પાણી તરકારયો ઉગાવે છે (બયહકી)

**ફાયદો.** ગાંવું તથા સર્વે તરેહના વાજીંત્રો લહવોલઅબમાં દાખીલ છે અને શરીઅતમાં એ સર્વે ચીઝો હરામ છે, વાજીંત્રોનો અવાજ સાંભળવો ગુન્હો છે અને તે પર બેસવું

ફિસક છે અને તેથી લીઝઝત લેવી કુફરાને નેઅમત છે. વળી બુખારી શરીફની હદીસમાં છે કે નબી સાહેબે (સ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં એવા લોકો જરૂર પેદા થશે જેઓ રેશમ અને શરાબ તથા વાજા ગાજાઓને હલાલ સમજશે.

ખુદાપાક ઈમાનવાળાઓને પોતાના સીધા માર્ગ પર ચલાવે અને પોતાની રજામંદી તથા ખુશનુદીના કામો કરવાની નેક તૌફીક બખશે. આમીન.

અલ્લાહુમ્મા સલ્લે અલા સયયેદેના મોહમ્મદ (સ.)

# સમાપ્ત